## પીરની દરગાહ—

બાદશાહ મુજફ્ફર ચોથો ( સં. ૧૫૯૪ થી ૧૬૧૦ ) અમદાવાદનો બાદશાહ હતો. ત્યારે તેના તરફથી **શેરશાહ ચિકથો** પાટણનો સૂબો હતો. તેણે પાટણ પાસે કુણગિરિના દશા શ્રીમાલી અડાલજ-ગોત્રના સોની ભાણુસી જૈનની રૂપાલી સ્ત્રી **કોડાઈને** પોતાની બીબી બનાવી, પોતાના જનાનખાનામાં દાખલ કરી દીધી. શેરશાહ તેની ઉપર અત્યંત આસકત હતો. તે અવાર નવાર તેની પાસે જઈ કામ-તૃપ્તિ કરતો હતો. તે તેને એક ઘડી પણ જુદી રાખતો નહોતો. કોડાઇને નવકાર મંત્ર ઉપર અતિશ્રદ્ધા હતી, તે હમેશાં મુકરર સમયે 'નવકારની માલા' ગણતી હતી. એક દિવસ શેરશાહ કામાસક્ત બની તેની પાસે આવ્યો. કોડાઈએ તેને દૂર ઉભો રાખી જણાવ્યું કે, "હું મારા ખુદાની માલા ફેરવું છું. તો કોઈ નાપાક કામ ન કરવું." સૂબો મૌન ઊભો રહ્યો. તેણે જાણ્યું કે કોડાઈના ખુદા પાલી-તાણા પાસે શત્રુંજય પહાડ ઉપર છે, તો મારે તેને ત્યાં લઇ જવી જોઈએ. તે જમાબંધી લેવા ગયો ત્યારે પાલીતાણા ગયો,

સૂબો એક દિવસે સવારે બીબી કોડાઇ તથા ફકીર અંગારશાહને સાથે લઈ પહાડ ઉપર ગયો. બંનેએ ત્યાં ભ૦ ઋષભદેવની જિન-પ્રતિમાને નમસ્કાર કર્યો, અને તેની સામે "સોનામહોરો" ધરી દીધી. આ દેખી અંગારશાહને ગુસ્સો ચડ્યો. તે દગાથી થોડીવારે ફરીવાર જિનપ્રાસાદમાં આવ્યો અને ભ૦ આદિનાથની પ્રતિમા ઉપર ગૂર્જશસ્ત્ર ફેંકયું. પ્રતિમાને ખંડિત કરીને પાછો વળ્યો. પણ તેનો પગ લીસા પથ્થર ઉપરથી લપસ્યો અને બહાર ગબડી પડ્યો ને મરણ પામ્યો. તે મરીને પીર થયો. પોતાની ભૂલનું પ્રત્યક્ષ ફળ પામ્યો, તેથી તેને આ ભૂમિ ચમત્કારી હોવાનો વિશ્વાસ બેઠો. તેણે ત્યાં જ

---

મહાતીર્થની ત્રણવાર યાત્રા કરી આવી સં૦ ૧૬૧૫માં શત્રુંજયતીર્થમાં ક્રિયોદ્ધાર કર્યો. (–પ્રક૦ ૪૦, પૃ૦ ૫૩૨)

(C) નાગોરી લોંકાગચ્છના (૬૦મા) આ૦ રૂપચંદજી xxx (–પ્રક૦ ૫૩ પૃ૦ )

આલોવી અનશન કર્યું. ચાર શરણાં સ્વીકાર્યાં અને સં૦ ૧૫૯૬ના ચૈ૦ શુ૦ ૭ને રોજ અમદાવાદમાં કાળધર્મ પામી, સ્વર્ગવાસ કર્યો. તેમની પ્રાકૃતમાં સજઝાય ગા૦ ૯ મળે છે. (જૈ૦ સ૦ પ્ર૦ ક્રે૦ ૯૬)

**શિષ્યપરંપરા—**

તેમની ત્રણ પરંપરાઓ ચાલી હતી.

(૧) **વિજયપરંપરા**–આ૦ આનંદવિમલસૂરિ, આ૦ વિજયદાનસૂરિની પરંપરા.

(૨) **સાગરપરંપરા**–આ૦ આનંદવિમલસૂરિના ઉપાધ્યાય વિદ્યાસાગરગણિ અને પં૦ સહજસાગરગણિની પરંપરા

(પ્રક૦ ૫૫ પ્રક૦ ૫૮)

(૩) **વિમલપરંપરા**–આ૦ આનંદવિમલસૂરિ તથા પં૦ ઋદ્ધિવિમલગણિ આ૦ જ્ઞાનવિમલસૂરિની પરંપરા (–પ્ર૦ ૫૮)

તેમની ચોથી **રત્નપરંપરા** ચાલી હતી. તેમાં માત્ર યતિ હતા. કોઈ શ્રમણ થયા નથી.

**મોટા ઉદ્ધારો—**

આ૦ આનંદવિમલસૂરિના સમયે જૈન સંઘમાં "જંગમ તીર્થ" અને "સ્થાવર તીર્થ" એ **બંને તીર્થોના ઉદ્ધારો** થયા હતા, તે આ પ્રમાણે—

(૧) આ૦ આનંદવિમલસૂરિએ સં૦ ૧૫૮૨ના વૈ૦ શુ૦ ૩ના દિવસે વડાલી નગરમાં મુનિપણાની શિથિલ પ્રવૃત્તિઓને છોડી **ક્રિયોદ્ધાર** કર્યો અને શુદ્ધ સંવેગી માર્ગ ચલાવ્યો.[1]

---

૧. (A) આ શુદ્ધ સંવેગી માર્ગની સુવાસ ચારે તરફ ફેલાઈ, જેથી શ્વેતાંબર સંઘમાં સર્વત્ર આનંદ પ્રવર્ત્યો. સૌ આ ક્રિયોદ્ધાર તરફ આકર્ષાયા, ફળસ્વરૂપ ખરતરગચ્છના આ૦ જિનમાણિક્યસૂરિના પટ્ટધર આ૦ જિનચંદ્રસૂરિ અને ઉ૦ કનકતિલકગણિ વગેરે મુનિવરોએ પોતાના ગચ્છનાયકે નક્કી કરેલી રીતી મુજબ બિકાનેરના મંત્રી સંગ્રામસિંહ બચ્છાવતની વિનંતિથી સં૦ ૧૬૧૩ના ચૈ૦ શુ૦ ૭ ના દિવસે બિકાનેરમાં ક્રિયોદ્ધાર કર્યો.

(પ્રક૦ ૪૦ પૃ૦ ૪૮૧)

(B) અંચલગચ્છના (નં. ૭) આ૦ ધર્મમૂર્તિસૂરિએ સમ્મેતશિખર

જ જૈનેતર સલાટો પૂજારી કે નોકરોને ઇષ્ટદેવની પૂજાના નિયમના પાલન માટે આ શિવાલય બનાવી આપ્યું હોય. આ દરગાહ અને શિવાલય જૈનોના તાબાનાં છે. અમદાવાદની આ૦ ક૦ ની પેઢી તેની વ્યવસ્થા કરે છે. જયપુર રાજ્ય મેવાડનો ગોલવાડી પ્રદેશ, તથા શિરોહી રાજ્ય વગેરે પ્રદેશોમાંના કોઈ કોઈ જિનાલયોમાં કોઈ વિનાશક વાતાવરણમાં શિવબાણો દાખલ થઈ ગયાં હતાં.

## અંતિમ મંગલ

अर्हन्तोऽर्हपदास्त्रिलोकमहिताः सिद्धाश्च सिद्धात्मनः
आचार्याः समतागुणैकसदनं वागीश्वरा वाचकाः ।
सर्वे साध्यरतास्त्रिरत्नखचिता लोकेऽनघाः साधवः
पूज्या वः परमेष्ठिनोऽनवरतं तन्वन्तु शं मङ्गलम् ॥


ભાગ ત્રીજો
સંપૂર્ણ

*

આ તીર્થની રક્ષા કરવાનો નિર્ધાર કર્યો. તેણે "મુસલમાની અસુરોનો ઉપદ્રવ થાય ત્યારે ઉપદ્રવ હટાવવાની જવાબદારી લીધી" આથી તીર્થરક્ષક દેવની સમ્મતિથી જૈનોએ ત્યાં જ અંગારશા પીરની દરગાહ બનાવી, અને તેને પ્રસન્ન રાખવા ધૂપ, દીપ, ફૂળ વગેરે વિધિ ગોઠવ્યો. આ રીતે સં૦ ૧૫૯૫માં શત્રુંજય તીર્થ ઉપર જૈનોના તાબાની અંગારશા પરની પીરની દરગાહ બની હતી, જે હાલ ત્યાં વિદ્યમાન છે. સુબો અને કોડાઈ પાટણ ગયા. જૈનોએ શ્વેતામ્બર આચાર્યોએ બતાવેલ વિધિ મુજબ શંત્રુજય તીર્થનો દૂધ ધારાથી અભિષેક કર્યો.

( વીર વંશાવલી–વિવિધ ગચ્છીય પટ્ટાવલી સંગ્રહ પૃ૦ ૨૨૦ )

## બીજા દેવો

અંગારશા પીરની દરગાહ શત્રુંજય તીર્થ ઉપર કેમ બની ? આ અંગે બીજી પણ વિવિધ લોક વાતો મળે છે.

વાસ્તવમાં ગમે તે હો પણ બુદ્ધિમાનો માને છે કે– અંગારશા પીરની દરગાહ તે તીર્થરક્ષા માટે શોધી કાઢેલી યુક્તિ છે. મુસલમાનો હિન્દુતીર્થો તથા જૈનતીર્થો તોડતા હતા. માત્ર તેઓ મુસલમાની દરગાહને દેખી તેની રક્ષા માટે કે તેના માન ખાતર તીર્થોને તોડતા ન હતા. આથી જૈનોએ ઘણા તીર્થોમાં મુસલમાની ધર્માન્ધ હુમલાથી બચવા માટે આવનારને પ્રત્યક્ષ નજરે પડે તેમ જૈનતીર્થોમાં મુસલમાની દરગાહ રાખતા હતા. સંભવ છે કે અહીં પણ તેમ બન્યુ હોય.

શૈવોએ પણ શિવાલયના રક્ષણ માટે આ નીતિ અખત્યાર કરી હતી. કેમકે ચાણસ્મા પાસે કંબોઇ તીર્થમાં સોમનાથ મહાદેવના પ્રાચીન શિવાલયમાં આવી દરગાહનો આકાર સ્પષ્ટ દેખાય છે.

શત્રુંજય પહાડ ઉપર તીર્થભૂમિમાં જૈન મંદિરો છે, તેના ઘેરાવાની ઉત્તરમાં અંગારશા પીરની દરગાહ છે. અને દક્ષિણમાં શિવાલય છે.

શેઠ શાન્તિદાસ ઝવેરીએ શત્રુંજયનો કિલ્લો બનાવ્યો. ત્યારે અથવા, શેઠ વખતચંદ ઝવેરીએ તેનો જીર્ણોદ્ધાર કર્યો ત્યારે તેઓએ

જ જૈનેતર સલાટો પૂજારી કે નોકરોને ઇષ્ટદેવની પૂજાના નિયમના પાલન માટે આ શિવાલય બનાવી આપ્યું હોય. આ દરગાહ અને શિવાલય જૈનોના તાબાનાં છે. અમદાવાદની આ૦ ક૦ ની પેઢી તેની વ્યવસ્થા કરે છે. જયપુર રાજ્ય મેવાડનો ગોલવાડી પ્રદેશ, તથા શિરોહી રાજ્ય વગેરે પ્રદેશોમાંના કોઈ કોઈ જિનાલયોમાં કોઈ વિનાશક વાતાવરણમાં શિવબાણો દાખલ થઈ ગયાં હતાં.

## અંતિમ મંગલ

अर्हन्तोऽर्हपदास्त्रिलोकमहिताः सिद्धाश्च सिद्धात्मनः
आचार्याः समतागुणैकसदनं वागीश्वरा वाचकाः ।
सर्वे साध्यरतास्त्रिरत्नखचिता लोकेऽनघाः साधवः
पूज्या वः परमेष्टिनोऽनवरतं तन्वन्तु शं मङ्गलम् ॥




*